૭૨૪૨

# શ્રી જીનરત્ન સંગ્રહ રસીક માળા.

## શ્રેયાંસનાથ.

### દોહરો.

માનવ દેહ અને વળી, જૈન ધર્મનો જોગ;
મળતાં જ્ઞાન ન મેળવ્યું, તો મિથ્યા સંજોગ.
મટાડવા મન મુરખને, કરવા ધર્મ ઉજાસ;
જ્ઞાન રચું હું જીન રત્નનું, કરવા જૈ પ્રકાશ.

## મંગળા ચરણ.

### શાર્દૂલવિક્રિડિત છંદ.

ઈંદ્રાદિ સહુ દેવતા મુનિ ઘણા પાયે નમે જેને,
નાવે પાર અપાર જેહ ગુણનો વંદુ સદા તેહને;
શ્રી જિનેશ્વર હે પ્રભુ, દુઃખ હસા કષ્ટો સહુ કાપજો,
માહાવીર સ્વામી દયાળ દેવ મુજને રૂડી મતિ આપજો.

### દોહરો.

સંભવનાથ ભગવાનને, પ્રેમે કરૂં પ્રણામ;
પાર પાડજો હે વિભુ, રત્ન સંગ્રહ રસીકમાળ.
જૈન ભ્રાત તન મન ધને, મદદ કરો તતકાળ;
ધર્મહિત સુધારણા, દિલમાં લાવી ખ્યાલ.

# પ્રાર્થના.

## ( કલ્યાણ રાગ. )

જય જય જીનેશ્વરા, તુજ ઇશ્વરા,
નૃપ થઇને નમું સદા ધરો મન ધરા.
વિનતિ કરી માગુ છું સ્વામી, ભવ જલ તરવા કાજ;
હું અપરાધી પાપી પુરો, માફ કરો માહારાજ. જય૦ ૧
સદબુદ્ધિ આપો સેવકને, છો સ્વામી સુખકાર;
કુડ કપટ કદીએ નવ જાણું, નીરાધાર આધાર. જય૦ ૨
એક આશરો અંતરજામી, અવર નથી કો આશ;
શરણે છું સેવક તારો હું, પ્રિતે રાખો પાશ. જય૦ ૩
મારા અલ્પ કીચીત કત્યો, શી રીતે ગુણ ગાઉ; .
કાલું ઘેલું બોલીને હું પુર્ણ કરનારથ થાઉં. જય૦ ૪
સવત ઓગણી પંચાવનની, સાલનો છે હેવાસ;
અસાડ સુદી પુનમને દીવસે, બન્યો રત્ન સંગ્રહ પ્રકાશ. જય૦ ૫
સંસારી માયા બંધનમાં, હું વળગ્યો છું આપ;
મોહોલાલ તુજ શરણે છે, સુખ દુઃખ આપ પ્રતાપ. જય૦ ૬

## રાગ કલ્યાણ.

જય મહાવીર ગુરૂ, પ્રભુ વિનતી આદરૂં;
ચોવીશ દેવ યાદ કરીને, વંદના કરૂં. ટેક.
પેહેલા રીખવનાથ દેવ, બીજા અજીતનાથ;
ત્રીજા સંભવ વંદીએ, બે કર જોડીને હાથ. જય૦ ૧

અભીનંદ ચોથા કહીએ, સુમતી પદ્મ દેવ;
સુપાર્શ્વ ચંદન સુબધીની, નિત્ય કરીએ શેવ. જય૦ ૨
શીતળ અસનાથ કહેવાય, વાસ પુજ્ય જીનરાજ;
વિમળનાથ અનંતનાથ, ધર્મ શીરતાજ. જય૦ ૩
સાંતીનાથ સોલમાં, કુથ્થુંનાથ સતરમાં કહી;
અરનાથ મલ્લીનાથ, વંદના સીર લહી. જય૦ ૪
મુની સુવ્રત રહેનેમી, નેમને પાર્શ્વનાથ;
મહાવીર ગુરૂ ચોવીશમાં, નમું હું જોડી હાથ. જય૦ ૫
ગુરૂ નામે વરધ્ય બીજે, અમદાવાદ મુકામ;
સત્ય ધર્મ જીન કેરો. સત્ય મહાવીર નામ. જય૦ ૬

## કાયા વિશે.

મુરંખ તું ભજતો નથી ભગવાન, તારે માથે મરણનું સાલ. (૨)
રંગ રંગના પેરે પોસાગો, ગલે મોતનકી માલ;
પરનારીની પુંઠે ફરે છે, ખોટો શીખ્યો ચાલ. મુરખ૦ ૧
સ્ત્રી દેખીને હસીને બોલે, દે સુસાધુને ગાળ;
સાધુજનની તું નીંદા કરે છે, તારા કેવા થશે હેવાલ. મુરખ૦ ૨
ખટરસ ભોજન જમતી વેળા, ઉપજે અતીશે વાલ;
અરહીંત સબ્દ મુખે ન લેવે, તારા ભુંડા થસે હેવાલ. મુરખ૦ ૩
દાળભાતને લાડુ લાબસી, ખાઈ વધાર્યા ગાલ;
એમ જાણી અરીહીંત ભજજે, એ કરતાર બાલ. મુરખ૦ ૪
ધંધો કરી કરી ધન કમાયો, તે દેખી થયો ઘણો નાહાલ;
જીવને જમડા લઈ જશે, તારો પડયો રહેશે સહુ માલ. મુરખ૦ ૫

માત પીતા સુત એની બંધવ, સાથે નહિ આવે નાર;
સરવે મુકી ચાલ્યા જઈશું, માટે તું કાંઈ કર વિચાર. મુરખ૦ ૬
લાખ રૂપઇઆની હવેલી બનાવી, ઊંચી કરી સાત માળ;
મુઆ પછી તને ઘડીએ નહિ રાખે, કહાડો કહેશે હાલને હાલ. મુરખ૦ ૭
ચાર મળીને વાસતણી તારે, સુવા કરાવે સુખ પાલ;
બળતી દુઃણી આગળ કરશે, તને બાળી કરશે રાખ. મુરખ૦ ૮
બાળ્યા પછી સઉ કોઈ નહાશે, નાના મોટા સઉ લાલ;
ઘેર આવીને સઉ કોઈ કહેશે, વેંચી લો એનો ધન માલ. મુરખ૦ ૯
જેમ ભજાય તેમ ભજી લો, રાખી પેટમાં ફાલ;
અડધુ અંગ તારૂં ગળી ગયું છે, તારા ખોટા થશે હેવાલ. મુરખ૦ ૧૦
મોહોલાલ તમને કહે છે, કરવું ધરમને દાન;
એથી તમારો ઉદ્ધાર થાશે, પામશે મોક્ષ હેવાન. મુરખ૦ ૧૧

## રાગ ચોપાઈ.

ભક્તી એવીરે ભાઈ એવિ, જેમ તરસાને પાણી જેવી. ટેક.
એક જુવતી જલ ભરવાને જાય, સ્વામી વાતો તેવી થાય;
માથે બેડું લીયે હાથ તાલી, ચાલી મારગે ઘુંગટો વાલી.
ઘર બહાર પોતાનું સમરવું, એવું પ્રભુ ચરણે ચીત ધરવું. ભ૦ ૧
એક માછલી જલમાં રહે છે, નીસદીન તેવું ગમે છે.
કોઈ પાપીયે બાહારજ કહાડી, તરફડી તે અંગ પછાડી;
જીવ જાયતો જળને શમરવું, એવું પ્રભુ ચરણે ચીત ધરવું. ભ૦ ૨
એક ગુણકા ગાયન કરે છે, સોલ શણુગાર અંગે ધરે છે;
લઈ દરપણને મુખ નિહાળે, નખ સીશને શરીર સંભાલે.
એને પારકું મનજ હરવું, એવું પ્રભુ ચરણે ચીત ધરવું. ભ૦ ૩

એક મુઢ મતી નર જેહ, તેહને પરનારીસુ અતિ સ્નેહ;
હીંડે અધમ અધમ ડગ ભરતો, પરનારીને કેડે ફરતો.
એને શુળીના સુખ જેવું ઠરવું, એવું પ્રભુ ચરણે ચીત ધરવું. ભ૦ ૪
એક ચોર તે ચોરી કરે છે, પર મંદીર ફેરા ફરે છે;
મળી માજમ રાત અંધારી, ડરતો નથી ધીરજ ધારી,
એને પારકું ધનજ હરવું, એવું પ્રભુ ચરણે ચીત ધરવું. ભ૦ ૫
એક ભમરો કમળમાં રહે છે, નીત દીન સુગંધી લે છે;
સાંજ પડીને કમળ બીડાણું, થયો વ્યાકુળ કાંઈ ન જવાણું.
એને કમળની પ્રીતેજ મરવું, એવું પ્રભુ ચરણે ચીત ધરવું. ભ૦ ૬
એક રાજા તો રાજમાં માહાલે, એના મંદીર જોઇને વખાણે;
રાજપાટ અને હથીયાર, હસ્તી ઘોડાને રથ અપાર,
એતે રાજ જોઇને ઠરવું, એવું પ્રભુ ચરણે ચીત ધરવું. ભ૦ ૭
એક નાદનો મોહ મૃગ આવે, અને મંત્રનો સ્વાદ સોહાવે;
બેઠો આસનવાળી જો ડોલે, મહા મગ્ન થઇને બોલે.
તજે ભૂખ તરસને મરવું, એવું પ્રભુ ચરણે ચીત ધરવું. ભ૦ ૮
બપૈયાને વરસાદ વહાલો, એવો મોક્ષનો મારગ ઝાલો;
કાયા માયા કારમી જાણો, રૂડુ જ્ઞાન રૂદયમાં આણો.
મોહોલાલ એણીપેરે તરવું, એવું પ્રભુ ચરણે ચીત ધરવું. ભ૦ ૯

## બાર મહીના.

### સીતાજીના મહીનાનો રાગ.

હાંરે ભાઈ કારતકે કરી લ્યો વિચાર ક્હોને ક્યાંથી આવીયો.

મહા મણી મનુષ્યા દેહ, સેને પુન્ય પામીયો;
જેથી દેહી ધર્યાનું પ્રમાણ, કાંઇક પુન્ય કીજીએ.
જ્યાં ધર્મ કથા રમરણ હોય, ત્યાં કાંન દીજીયે ૧
હાંરે ભાઈ માગસરે. મને મોહ તારો બહુ થયો;
દેખી ધનદારા પરીવાર, હૈયામાં તું હરખાયો.
એતો શોભા છે દીન ચાર, તેમાં શું લલચાઈ રહ્યો;
કરી લેને તરવાનો ઉપાય, નીકર તું નરકે ગયો. ૨
હાંરે ભાઈ પોસે પકડશે કાળ, તારે કોણ તારૂં;
તેથી ભજી લેને ભગવાન, મેલી મન તારૂં.
તું તો ચેતી લેને ચતુરસુજાણ, સુખ પામીશ દેવનું;
તેથી જમડા રેહેશે દુર, અંત સમય કામનું. ૩
હાંરે ભાઈ માહા મહિને મન, પોચ્યુરે ભામની કેરા ભોગમાં;
એમાં શુંરે રહ્યો લલચાઇ, વીષ્યના રોગમાં.
હાંરે મન બુધ ચીત આકાર હર્ષના ઉનમાદમાં;
એની ત્રશનામાં ગયોરે તણાઈ, સમજે નહિ સાનમાં. ૪
ફાગણે રહ્યોરે ફુલાઈ, જુવાની કેરા જોરમાં;
તારા શીર ઉપર ફરે છે કાળ, લેશે પલક પહોરમાં.
ત્યાં જમડા માગે છે જવાબ, અગ્નીમાં ઉભો રાખશે;
માથે પડશે મુદ્દગળનો માર, ઉંધે મસ્તક ટાંગશે, ૫
હાંરે ભાઈ ચૈતરે ચીત રાખો, ગુરૂજી કેરા ચરણમાં;
બીજો ન કરો અવર ઉપાય, મારગ મલે ધર્મમાં.
હાંરે સેવા પ્રભુ કેરૂ નામ, કરમ તે કાપશે;
મીટાડશે જન્મ જંજાળ, મોક્ષ પદ આપશે. ૬

હાંરે ભાઈ વૈશાખે વહી ગયોરે, દીવસ તારા વાટમાં;
એમાં શુંરે રહ્યો લલચાઈ, મનુષ્યના ઘાટમાં,
હાંરે ભાઈ પરનારીશું પ્રીત, પણ નહિ પ્રભુના નામમાં;
પહોર આઠ ઘડીને બત્રીશ, નારીના કામમાં. ૭
હાંરે ભાઈ જેઠ જીવતરને ધીકાર, જપ્યા નહિ જીનરાયને;
કલ્પી કલ્પીને દીધાં દાન, વાઢશે તારા હાથને.
તુતો મીથ્યા સુખ મોહ્યોરે. મુઢ પ્રભુને નથી માનતો;
તારે માથે મોહોટાઇનો માર, તેહે નથી દેખતો. ૮
હાંરે ભાઇ અસાડે અનંત, અનંત કર્મ તેંતો બાંધીયા;
તેણે જાણ્યા નહિ જીનરાય, પ્રભુને નહિ વાંદીયા.
તારા સરવણ પડ્યા સુનકાર, મુઢ પ્રભુને નથી બળતો;
તારી ફુટી ગઇ ચક્ષુ દોય, તેહને નથી દેખતો. ૯
હાંરેભાઇ શ્રાવણે પાલો શીયળ, પજુસન પરવ આવીયાં;
સાકર જેવા છે એ સ્વાદ, ખાધે રસ લાગીયાં.
લાગ્યો ચતુરાઇપણાનો સંતાપ, ત્રીવિધિ કેરા તાપમાં;
એનો ન મટે મનનો વિચાર મુંઝાઈ રહે મનમાં. ૧૦
હાંરે ભાઈ ભાદ્રવે ધરો દયારે, ભીતર રાખો પ્રભુમાં;
બીજો ન કરો અવર ઉપાય, મારગ મલે ધર્મમાં.
સેવો સતગુરૂકેરા ચરણ, ધોખો મટે જીવનો;
એથી મટી જાવે સરવે સંતાપ, સુખ પામો શીવનો. ૧૧
હાંરે ભાઇ આસોએ ફરીએ ઉદાસ, વૈરાગીરૂપી વનમાં;
મેલી ગુણ અવગુણને માન, રહું નહિ અભિમાનમાં.

હારે બાઇ બારે માસે, પ્રભુ રાખો ભીતરમાં;
કરજોડી કહે મોહોલાલ, પ્રભુ કેરા ચરણુમાં. ૧૨

## ( જીવ કાયાને કહે છે રે, એ રાહ. )

સાખી.

અમરાપુરી અવીનાસમાં, હંસ કરે પરીયાણુ;
કાચી કાયા કામની, હાંરે એતો કરે અરજ દિન આણોરે. હંસરખો૦
ભાય મોરલોરે, હાંરે મોરે માયા લગાડી જાયોરે; હાસરખો; લાય.હરિ.૧

સાખી.

પ્રેમી પ્યાપાણુની, કાયા કહે કરજો,
તમે વિદેશ થઈ ચાલીઆં, હવે મારા કોણ પુરે જગકોડ;હંસ લા.હા.૨

સાખી.

રેતાં આપણે રંગભેર, કરતા નવા નવા રંગ,
એવા અગમગત આતમાં, હાંરે કરી ચાલ્યા છો રંગમાં ભંગરે.
હંસ. લા. હા. ૩

સાખી.

હંસા હરખે આપણી, હું કરત ખીજમત;
તોપણુ અમરત આણીને, હારે મારી તોડી અખંડ પડજોરે.
હંસ. લા૦ હા. ૪

સાખી.

તમ ઉજરે અમ ઉજળી, તમ સુખથી સુખ થાય;
ઉચી ચડાવી અંબરે, હાંરે હવે નાખી પાતાળે કેમ જાવોરે.
હંસ. લા૦ હા. ૫

સાખી.

જાણો મુજને આપણી લેજો આપ સંભાળ;
નહીતો પાપી પ્રાણીયા, હાંરે મુને કરશોયે બાળીને રાખરે.

હંસ. લા૦ હા. ૬

સાખી.

કયા કહેતી કલ્યાનને, મેલી હંસો જાય;
રાખ્યો ન રહે કોઇનો, હાંરે કહે મોહોલાલ મુનીરાયરે; હંસ.લા૦હા.૭

**સ્તવન.**

વીરજીનેશ્વર સાહીબ મેરા, પાર ન લહું પ્રભુ તેરા;
મેહેર કરી તારો માહારાજજી જન્મ મરણુના ફેરા;
હોજીનજી અબ હું સરણે આયો. એ આંકણી.
ગર્ભાવાસ તણાં દુઃખ મોટાં, ઉંધે મસ્તક રહીયો;
મલમુત્રમાંહી લપટાણો, એવો દુઃખ અમે સહિયો. હો. ૧
નર્કની ગોદમાં ઉપન્યોને ચગીઓ, સુક્ષ્મ બાદર થઇયો;
વેચાણો સુઇના અગ્રભાગે, માન તીહાં કીહાં રહીયો. હો. ૨
નર્ક તણી વેદના અતી ઉલસી, સહી તે જીવે બહુ,
પરમાધામીને વશ પડયો, તે જાણો તુમે સહુ. હો. ૩
ત્રિયંચ તણા ભવ કીધા ઘણેરા, વિવેક ન આવ્યો લગાર;
નિશીદિનનો બ્યવહાર ન જાણ્યો; કેમ ઉતરાશે પાર. હો. ૪
દેવતણી ગતિ પુન્યે હું પામ્યો, વીખીયા રસમાં ભીનો;
વ્રત પચ્ચખાણુ ઉદય ન આવ્યાં, તાન માનમાંહી લીનો. હો. ૫

મનુષ્ય જન્મને ધર્મ સામગ્રી, પામ્યોછું હું બહુ પુન્યો;
રાગ દ્વેશ માંહી ભળીયો ન ટળી મમતા શૂન્ય. હો. ૬
એક વચનને બીજી કામની, તેહસુ મનડું બાંધ્યું;
તેના ભોગ લેવા હું સુરો, કેમ કદી જીન ધર્મ સદય. હો. ૭
મનની દોડ કીધી હતી ઝાઝી છું કોક જડ જેવો;
કુળી કળી કલ્પે જન્મ ગુમાવ્યો, પુરગપી પુનરપી જેહ. હો. ૮
ગુરૂ ઉપદેશમાંહી હું નવી ભીનો, આવી સદહ સમીણુ;
હવે વડાઇ જોઈ તમારી. ખીજમતમાં છે ખામી. હો. ૯
ચાર ગતિમાંહી રડવડીઓ, તોય ન સિદ્ધયા કાજ;
શિખવ કહે તારો સેવકનો બાહ્યાં ગ્રહ્યાની લાજ. હો. ૧૦

## ગાડીનું સ્તવન રાગ કેરબો.

મુરખો ગાડી દેખી મકલાવ્યે, ઉંમર તારી રેલતણી પેર જાવે;
સંસાર રૂપી સડક બનાવી, રાગ દ્વૈષ દોનુ પાટા;
દેહ ડબ્બાને પલ પલ પઇડાં, એમ ફરે છે આવખાના આંટા. મું૦ ૧
કર્મ અંજી ને કખાય અગ્ની, વિષ્ય વારી મહી ભરીયું;
ત્રસના ભુંગળુ આગળ ચાલ્યું, પછી ચારે ગતિમાં ફરીયું. મુ૦ ૨
પ્રેમ તણાતો આંકડા વરગાડ્યા, ને ડબે ડબે જોડાં ભાઈ;
પરભવની ખરચી લઇને, ચેતન બેસારૂં બેઠો માંહી. મુ૦ ૩
કોઇએ ટીકટ લીધી નર્ક ત્રીજંચની કોઇએ લીધી મનુષ્ય દેવા.
કાઈએ ટીકટ લીધી સીધ ગતીની, પામવા અમરીત મેવો. મુ૦ ૪
ઘડીએ ઘડીએ ઘડીઆળા વાગે, એમ રાત દીવસ વહી જાવે;
વાગી સીટીને ચાલી અગન ગાડી, પછી માસ માસના મેલ આવે. ૫

આયુષરૂપી આવ્યું સ્ટેશન હંસલો તે હાલું હાલું થાય;
પાપે ભરીયું પાકીટ લઇ જાતાં, કાળ કોટવાલ પકડી જાય મુ૦ ૬
નર્ક નગરીમાં જમરાજા પાસે, લઈ ચાલ્યા તતકાલરે;
આરંભ કરીને આવ્યો પરણો, એને કુંભીતે પાકમાં ઘાલોરે. મુ૦ ૭
લાખ ચોરાસી જીવા જોણીમાં, જીવડો ફર્યો વારમવાર;
સત પ્રભુ તણે સંગ કરતો, પોચસો મુકતી દુવાર. મુ૦ ૮
વૃદ્ધ મુનિ તમને કહે છે, કરજો ધર્મ આચાર;
આ સરવે લેજોરે મનમાં, તમે કરસો સરૂ વિચાર. મુરખો. ૯
મોહોલાલ તમને એટલું કહે છે, તું પાપ સરવે નીહાર;
તેથી તમે સરવે સમજજો, નહીતો થાસો કર્મથી ખુવાર. મુરખો. ૧૦

## આત્મ સ્તવન.

( થાઓ તમે તૈયાર, એ રાહ, તાલ લાવણી; )

ચાલ ઉઠ તું ચેતન માળી જા કામે તારા, અરે, ચા૦ ૧
બન્યો બગીચો રૂડો ભૂંડો આળસમાં બગડે;
નિન્દા ત્યાગીરે નિરભાગી જો પેલા કયારા અરે, ચા૦ ૨
જીવ હંસાના ઝેરી જંતુ વેલાને વળગ્યાં;
કોમળ એ સદગુણની વેલા કેમ વધે ઘેલા. અરે, ચા૦ ૩
કષય ગોધા ચારે કેવા જો પેલા ઘુમે;
રેરે ભોળા ભદ્રિક માળી, લ્હારે તુજ લાગ્યાં. અરે, ચા૦ ૪
દાન દયાનું ખાતર નાખી સમદમ જળ સીંચી;
નિંદી પાપ સ્થાનક ત્રણને, કરો સ્વચ્છ કયારા. અરે, ચા૦ ૫

અનેક આવરણો ઉતારો, કલમ કરી સારી;
છે નિજ વચનામૃત ધારાથી ફુગ થવા સારા. અરે, ચા૦ ૬
ચેતન માળીછું અધીકારી, નર ભવ ઉપવનનો;
નવિન યુકિતથી ફળ, મુકિત મળનારો. અરે, ચા૦ ૭

## પરનારી વિષે.

છે નરકતણી દેનારી, તેથી તજો તમે પરનારી;
છે શાસ્ત્ર મહી ધિકારી, તેથી તજો પરનારી.
બન્યો લોહી માંસથી દેહા મલ મુત્ર ભરેલો તેહ;
છે અસુચી તણો એ ગેહ, સદા ગંધાય, મલીન થાય.
નિષ છેકાય, સાર સુભારી; તેથી તજો તમે પરનારી. ૧
તેથી રહે સદા મનભંગ, ન બેસે ધર્મનો રંગ;
છે પરસ્ત્રીનો સંગ, આવે બહુ ખંગ, કળે નીતે અંગ તરહે મન ચંગ;
છે દુઃખકારી, તેથી તજો તમે પરનારી. ૨
વધ બંધાદીક પામે, બહુ આપ કીરતી દશ જામે, જાય ધન વધ તે ઠામે,
તે ઊચો બંધ્યા માર તે ખાય, જીવ ત્યાં જાય, એમ ખુવારી. તેથી, તજો. ૩
મરી પરભવે જાય જાય, થાય કરૂ છીદ્ર કાય; રહેવું ભાગી દુષ્ટ સદાય;
થાય વંધ્યા નાર, રંડા અવતાર, રોગી નીરધાર, કુરતલફલધારી. તેતજો. ૪
ખાય ધર્મ દ્રવ્ય નર જેહ, કરે પરસ્ત્રીથી સ્નેહ; શાતવાર સાતમી એહ;
કરે અવતાર, સહે બહુ માર, રૂદે વિચાર; છે શાસ્ત્ર મોઝારી. તેથી તજો. ૫
જુવો મુજ રાવણના જેવો, દુઃખ પામ્યા નર કેવા, તું વિચાર કરીલે એવો
અરે નફ્ટ, મુકી લટપટ, કરી ઝટપટ, શીલવ્રતધારી. તેથી તજો. ૬
કહે વૃધ્ય મુનિએ સારી, તુ શીખ રૂદયલે ધારી, હવે મુકી દેજે પરનારી. ૭

કહું આવાર, રહો બ્રમચાર, શદા જયકાર, જાઉં બલહારી. તેથીતજો ૮

## મેરા ગમકા તરાના - એ રાગ.

રે રે કુમતીના રાગી, જોને તું જાગી, શી દશા થસે;
તારૂં સર્વ છીનાવી લેઇ પટાવી, પાપી બનાવી; ઠેલી મેલશે. ટેક.
ગોદમાં ઘાલી નિત્ય બતાવે નવનવા રાગનેરંગ;
મોહ મદીરાથી મસ્ત ન જાણે એ ધુતારીના ઢંગ.
જુઠી પ્રીત જણાવી, ફંદે ફસાવી, પાપી બનાવી, ઠેલી મેલસે;
જે જન વાવે ઝેરનો પાલો, આણી અતીશે વહાલ.
અમૃત સરખાં ફળ આંબાનાં, પામે નહિં કદી કાળ;
વાત આવી ચાવી મનમાં ભાવી કુમતી ફાવી.
પાપી બનાવી ઠેલી મેલશે, રેરે કુમતીના રાગી. ૧
રેરે ચિંદાનંદ સુમતીના સ્વામી, પરઘેર પુર્યો વાસ;
ગુણવંતી આ સુમતિ ગોળી, નાહક કીધો નિરાશ.
દયા લેસ ન આવી, બુદ્ધિ ગમાવી, શુમતિ રીસાવી;
પાપી બનાવી ઠેલી મેલશે, રેરે કુમતીના રાગી. ૩
સુંદર મંદીર માંહી રમે તું, કરે ન કાંઈ વિચાર;
શહસ્ત્ર બેડીએ કુમતી બાંધી કરશે છેક લાચાર,
તારી દૃષ્ટી ચુકાવી, ટેક મુકાવી, જુઠું ભણાવી;
પાપી બનાવી ઠેલી મેલશે, રેરે કુમતીના રાગી. ૪
સુનો મોહલ પડયો સુમતિનો, શાસ્વત સુખનું ઠામ;
ચટપટ ચેતીને ચેતનજી, રંગે કરો આરામ;
જ્ઞાન નવીન સુણાવી, રોજ રીઝાવી, ચિંતા ભુલાવી;
મોબત પોહોચાડી, પાપી બનાવી ઠેલી મેલસે રેરે કુમતી. ૫

## રાગ—હોરી.

ઉંઘે કેમ અરે ઓ અભાગીયા, જાય કાળ વહ્યો જોને જાગી. ઉ. ૧
આવે જ્યારે અણુચિંત્યું મૃત્યુ, ભાઈ જવ્યા ન ભાગી;
પુત્ર કલત્ર ન કામના કોઈ, દેશે મુએ સહુ દાગી;
અતી આપણા અનુરાગી. ઉ. ૨
કામ ક્રોધ મદ મોહ લોભને, મત્સર મેલને ત્યાગી;
પાપ સર્વ પ્રપંચ વિસારી, નાખ ભરમભેદ ભાગી;
નીકલ ધોલ વાગસે રાગી. ઉ. ૩
મેલ મમત્વ અને માન મોટુંરે, પ્રભુ ભંજનમાં રાગી;
આ ભવસાગર દુઃખે ભરેલો. તરી શકાયજ ત્યાગી;
સેજમાં થવાય સુભાગી. ઉ. ૪
આ કાયા કેવલ કાચની કોઠી, ઠોકર લેશે જો વાગી;
ફટ દઈ ફુટતાં વાર ન લાગે, નવી મળવી ફરી માગી;
ભાવે ભજી લેને સુહાગી. ઉ. ૫
આનંદ મુની આ અરજ કરે છે, ધર્મ કરો અનુરાગી;
મનુષ્ય જનમનું સાર્થક જાણો, વિકથાને દુર ત્યાગી;
સદા પ્રભુ ભકિત લે માગી. ઉ૦ ૬

## રાગ માઢ—રાજા પીલે દારૂડો.

ભજ ભાન ભજી ભગવાન તું માનવ માન મુકી જરા;
માન મુકી જરા—માનવ—માન—ભજ.
ધસમસતો ધાએ ધન માટે, નીચે નીરખી નાર;
સાર શું એમાં શાણા માણો, જાણો એ જોખમકાર.—માનવ. ૧

કાખમાં ઘાલી ધોતી પોથી, પોતે પર આગર;
મોહ માયા તણી લાલચે લાગી, કેમ ધુમેરે ગુમાર.—માનવ૦ ૨
રોમા રંજન મંજન અંજન, મશી કસી શિસ પાત્ર;
ફાગ ગાએ જન ભગ રૂડામાં, લાગે લલાટે ડાઘ.—માનવ૦ ૩
રામા રામા ધન ધન કરતો, ફરતો ફરે દશ દીસ;
શ્રી જગદીશને શિસ નમાવી, મિથ્યા બતાવે મીશ.—માનવ૦ ૪
લાખોને સાખા વિતાડી, મારી ઝુડી પાડી ધાડ;
રોવાડી રાંકરે કાંક અનાડી, ધન ધર્યું ખણી ખાડ.—માનવ૦ ૫
અણી આવ્યો નહિ કોઇ ધણીરણી, રમણીક ખણી ખાડ;
આખર ખાખરવારી થાસો, લાલ બને લબાડ.—માનવ૦ ૬
રાખ થયાં કાંઇ રાંક કે રાજા, સાખ પુરે સંસાર;
મોહોલાલ કહી દાસ દયા નિધિ, કેણુ તણો અધિકાર.—માનવ૦ ૬

## રાગ કોઈ સત્ચીઆ ઊઠોરે.

જીવને વારૂછું. હું તો આ વારરે, (૨) છોડી દ્દો મમતાને વારો;
સુનાં મંદીર, સુનાં માળીયાં, સુનો સબ પરીવાર;
અંતે જાવું જીવને એકલા, કોઇ નહી તારી સાથે થનારરે. (૨) છો૦ ૧
પરનારીસું પ્રીત કરીને, બાંધ્યો તે પર પ્યાર;
નારી નર્કની ખાણુ છે, ભાઇ તેમાં નથી સાર;
તેને છોડી નહી તો ખાસો મારરે. (૨)—છોડી૦ ૨
સભાસદો સૌ સુણજો, કરજો ધરમ આ વાર;
ધર્મ ભાઈ કરવા થકી, તરસો આ સંસાર;
માટે જીણુ વાણી તું તો સંભાળરે. (૨)—છો૦ ૩

## રાગ, તુ કુમતી કલેસણ નાર.

ચેતન ભજી લે જીનરાજ, પ્રણુ તપવિ પ્રાણીઃ—(૨)
સબ જુઠા હે સંસાર દુખકી ખાણીઃ—એ આંકણી૦
ધન રમણી ભગની માતા, જનક ને ભ્રાતા. (૨).
સ્વારથીઓ સબ પરિવાર, કોઈ નહી ત્રાંતા;
જેસો ચપલા ચુબકાર, તેસી હે માયા. (૨)
છોડ ચલે જાયગો જીવ, નંગી કર કયા;
આવેગી સાથ અઘ પુન્ય, હોય કમાણી. (૨)
સબ જુઠા હે સંસાર, દુઃખકી ખાણી;
તું ભટકયો ચૈગતિમાંહી, અનંતીવાર. (૨)
બહુ પુન્યોદયથી લીયો, મનુંષ્ય અવતાર;
અબ છોડ ક્રોધને માન, પાપ ચયકારી.—(૨)
જીનવરકી કર લે શેવ, ભાવ મન આણી.—(૨)
સબ જુઠા હે સંસાર, દુઃખકી ખાણી;
પરનિ તિબનિશું પ્રિત, કબુ નવ કીજે.—(૨)
અવિરત જીન આગમ, અમૃત રસકુ પીજે;
કર સુમતિકો તું સંગ, કુમતિ નીવારી. (૨)
ભવ જલદિ તર લે કલિષ્ટ, કર્મ વિદારી;
ધર લે પ્રભુકી શીખ, ચિત્તમે પ્રાણી.—(૨)

## રાગ ઈંદ્ર સભાનો.

હું પાપી પુરો પ્રણમું પ્રેમે, હે પ્રભુ પરમ કૃપાળ;
સદ્દભાવે સમરૂ શીવ સુખ સેહેજે, પ્રભુ સૌઊ દુઃખ ટાલ.

મન નિરમળ નવ રાખો, નિત નિત નિરખી ના નિહાળ;
આ ભાગ્યહીન ભમરો ભક્તી ભુલી, ભટક્યો બહુ કાળ.
જગ તેજ જીન જગ ભાવ જાણુ જીન, વાસુપૂજ્ય જગપાલ;
મુક્તિ રમણીને વરિ આરંગે, રમિયા રાસ રસાળ.
અનંત આનંદ અનંત શક્તિ, અનંત સુગુ અજવાળ;
મોહોલાલ કહે દિંન દેજો દરસન, દાન દે દિન દયાળ.

## રાગ પદ.

વીતી વેળા ન મળે પાછી, ભૂલે તે ભવ ભટકેરે;
પરમ પુરૂષ પુણ્યામૃતને, ઘટકે ઘટકે ઘટકેરે. વી૦ ૧
સદા શરીર કાયાનો કુંપો, તટક દઈને તટકેરે;
પાણીના પરપોટા સરીખો, ફટક દઈને ફટકેરે. વી૦ ૨
મારા તમારામાં શું મોહ્યો, મરી જવું છે મટકેરે;
લલચાયો શું વિના વિચારે, લલના કેરે લટકેરે. વી૦ ૩
ચુંથ્યા શું ચામડા ચાતરી, ચતુરા કેરે ચટકેરે;
ખરા લાભથી ખસી ગયો એ, મુરખ કેમ ન અટકેરે. વી૦ ૪
સદ્‌ગુરુ સિંહ સમાન લેખીને, સર્વ વાતમાં વટકેરે;
માયાની ઈંદ્ર જાળમાં, ફુલી જઈ શું ફટકેરે. વી૦ ૫
કશું કામ તારે નહિ આવે, નામરૂપ તે નટકેરે;
સગા કુટુંબી સહુએ સાથી, છેલી વખત છટકેરે. વી૦ ૬
સંભવ મંડળ અરજ કરે છે, સુણજો નરને નારીરે;
આળસ દુર્ગુણ સર્વે છાંડી, પ્રભુ ભજો ઉછરંગેરે. વી૦ ૭

## મારા પડે હમ પ્યારી રૂવનકે, એ રાગ.

આનંદ ભયે પ્રભુ તોરે ચરણુસે, તોરે ચરણુસે જિનકે સરણુસે૦ આનંદ૦
પારસ પ્રભુસે કહુ મેમનસે, ઘેડા દે દુનિયાદારી ચલણુસે—આનંદ૦
આપ નો અમારી અરજ વિચારી, સેવક કહો મોહે આપ૦આનંદ૦
સરવે ભાઈ પામે ઉલાસે, મોહોલાલ વસો નેનસે૦—આનંદ૦

## દોહરો.

વંછિત પૂરે વિવિધ પરે, શ્રી જિનશાસન સાર;
નિશ્ચે શ્રી નવકાર નિત્ય, જપતાં જય જયકાર.
અડસઠ્ઠ અક્ષર અધિક ફળ, નવ પદ નેવ નિધાન;
વિતરાગે શ્રી મુખવદે, પંચ પરમેષ્ટિ પ્રધાન.
એકજ અક્ષર એક ચિત્ત, સમર્યા સંપત્તિ થાય;
સંચિત સાગર સાતનાં, પાતક દુર પળાય.
સકળ મંત્ર શિર મુકુટમણિ, સદ્‌ગુરૂ ભાવિત સાર;
ભવિયાં મન સુદ્ધ શું, નિત્ય જપીએ નવકાર.

## રાગ અબ્બુ ચલેને—

હું આવ્યો હું (૨) પ્રભુ તમ પાસે, સ્વામી હરખ ધરીને આજે;
દરિસન કરવાને કાજે, સ્વામી હરખ ધરીને આજે.
મુજે તુમ તણો આધાર, તમો તારોને આ વાર. હું આવ્યો છું તમ૦
ધરીને હામ, કરો સિધ કામ, પુરો મન હામ, મારા સીરતાજે૦—સ્વા૦
તમો દયા દીલમાં લાવો, સેવકની વારે આવો, પ્રભુ મારાં પાપ નીવારો;
જાણીને દાસ, આવ્યો તુજ પાસ, પુરો મન આસ, કહું મહા૦—સ્વા૦

સરવે ભાઇઓ સૌ સુણજો, વિનતી ઉરમાં ધરજો. પ્રભુ નિત્ય સ૦
કહું છું આજ, પ્રભુ મહારાજ, તમો સીરતાજ,
રાખશો લાજ, સ્વામી હરખ ધરી હું આજ,— સ્વામી૦

## સ્તુતી. રે દયાળુ.

નમુ જિનરાજ દયાળુ દેવ, પ્રભુજીકી નીત્ય કરૂં હું સેવ;
અરે પ્રભુ ઇશ જગત દીશ તું, નમું નમું હસ્ત જોડી હું.
નમી નમી નાથ ખલકના શામ, બહુ રૂપી ઇશ તમારૂં નામ;
તમે ઘટ ઘટ જગ કર્તા, તમે ત્રણ જુગમાં તર્તા.
કષ્ટ રૂપી પાંચમો આંરો, પ્રભુજી જગ જળ તારો;
અહોનીશ સેવક છીએ તોરા, સાહેબ ઇશ દેવ છો મોરા.
રત્નમણી મુગટ તમ શોભે, દેવા સૌ દરશનને લોભે;
સ્તુતિ પ્રભુ જીનકી ગાવે, જન્મ ઉરા ફેર ના આવે.
ગાવે શેવક મોહોલાલ નામે, શહેર શુભ અમદાવાદ ગામે;
વિનંતિ પ્રભુજીકી આદરશે, પરીપૂર્ણ કામ તેનું સરશે.

---

# કામાલક્ષ્મી.

## એક રસિલી વાર્તા.

આ ભરતક્ષેત્રમાં વિશાળપુર નગરને વિષે સૂર્યસદશ તેજવાળો કેતુ નામે રાજા હતો. એ રાજાને સરળ પ્રકૃતિવાળો સૌમ્ય, કૃતજ્ઞ, દાક્ષિણ્યવંત, ક્ષમાશીળ, ગંભીર, પર દુઃખનો જાણનાર અને કામદેવ સદશરૂપવંત પ્રધાન હતો. નગરમાં સર્વ બ્રાહ્મણોમાં મુખ્ય અને સર્વ વિદ્યામાં કુશળ ગુરૂકેતુ નામે બ્રાહ્મણ તે રાજાનો પ્રધાન હતો. એક દિવસ તે પ્રધાન રાજ્ય સભામાંથી ઘેર જતો હતો, તેવામાં રસ્તાને વિષે એક ઘણી રૂપવંતી સ્ત્રીને જોઈ. તે સ્ત્રીએ જાડાં કામળાનાં સર્વ વસ્ત્રો હોડયાં હતાં. માથે દુધ, દહી અને છાશનાં વાસણ હતાં, તેથી તે કોઈ આભીરની સ્ત્રી હોય એવું જણાતું હતું. પ્રધાને તેણીનું તેવું રૂપ, અને તેવો વેશ જોઈ ખેદ પામી મનમાં વિચારવા લાગ્યો કે, અહો! અયોગ્ય કર્મ અને અયોગ્ય વેશથી વિધાતા આ સ્ત્રી રત્નને કેવી વિટંબના પમાડે છે, વિધિરત્ન દુઃખી છે એ કહેવત આ સ્ત્રીને ખરેખરી લાગુ પડે છે, એવો વિચાર કરે છે તેવામાં આલનસ્થંભને ઉખેડી નાખી નિરંકુશપણે ભમતો રાજાનો મદોન્મત હાથી ત્યાં આવ્યો. પ્રત્યક્ષ કાળસદશ ભયંકર હાથીને જોઈ સર્વ લોકો ચોતરફ નાસવા લાગ્યાં, રસ્તામાં સર્વત્ર કોલાહલ થઈ રહ્યો, તે આભરણી પણ હાથીને આવતો જોઈ દોડી; પરંતુ કોઈ પાણી ભરીને આવનારી સ્ત્રીની સાથે અથડાવાથી તે બંને પડી ગઈ. પડી જવાથી બન્નેનાં વાસણ ભાગી ગયાં, પરંતુ આભીરણી કાંઈ પણ શોક કર્યા વિના એમને એમ ઉભી રહી, અને પાણી ભરનારી સ્ત્રી રૂદન કરવા લાગી, તે પાણી ભરનારી સ્ત્રીને રૂદન કરતી જોઈ

પ્રધાનને દયા આવી, તેથી ત્યાં જઈ તેણીને કહ્યું—બ્હેન, તું આમ રૂદન શા માટે કરે છે, અકસ્માત્ બનવાનું હતું તે બન્યું. તેવારે સ્ત્રી રોતી રોતી બોલી, ભાઈ, મારૂં રૂદન કરવાનું કારણ સાંભળો— મારી સાસુ સ્વભાવાથીજ દુષ્ટ પ્રકૃતિવાળા છે તેથી મારી ઉપર કોપાયમાન થશે. આંજે આ બે કુંભ ભાગી જવાથી તે મને ઘરમાં પણ પ્રવેશ કરવા નહિ દે, અને ખાવા પણ નાહ આપે. વળી કેટલાંએક કડવાં વચન બોલી મને દુ:ખ પમાડશે, અને કહેશે કે આજના તારા ભોજનના મૂલે બે ઘડા લઈશ. એ કારણથી હું રૂદન કરૂં છું. સ્ત્રીને એ પ્રમાણે દુ:ખ પામતી અને રૂદન કરતી જોવાથી તે દયાળુ પ્રધાનને દયા આવવાથી તેણે તે સ્ત્રીને બે ઘડાનું મૂલ્ય આપ્યું, એટલે તે સ્ત્રી ચાલી ગઈ. પછી પોતાનાં દહી, દૂધ વગેરેના ભરેલા પાત્રો પડવાથી પણ આભીરણીના મનમાં કાંઈ પણ લાગણી થઈ નથી, એવું જોઈ વિસ્મય પામી પુરોહિતે તે આભીરણીને પૂછ્યું—બ્હેન તારાં દહી, દૂધ અને છાશથી ભરેલાં ભાજનો ફૂટી ગયાં, તેથી તને તેના કરતાં વધારે હાની થઈ છે તો પણ તારા મનમાં કેમ સંતાપ થતો નથી ? પ્રધાનનું બોલવું સાંભળી કાંઇક હસીને આભીરણી બોલી, કહેવત છે કે "બહુ દુ:ખિયાને દુ:ખ નહિ. અને બહુ રણીયાને રણ નહિ." એ કહેવત મુજબ ઘણા દુ:ખથી મારૂં હૃદય મજબુત થયેલું છે, તેથી હું રૂદન કરતી નથી. આ બિચારીને શું એવું દુ:ખ પડયું હશે એમ વિચારી કોમળ ચિત્તવાળો પુરોહિત બોલ્યો, બ્હેન તારો વૃત્તાંત સાંભળવાને હું ઇચ્છું છું. માટે કહે:—આહીરણી બોલી, પોતાને અને પરને લજ્જા પ્રાપ્ત કરાવનારૂં દુશ્ચરિત્ર જંઘાની પેઠે ન પ્રગટ કરવામાંજ શોભાછે, તો પણ તમને સર્વ પ્રાણીના દયાળું અને દુ:ખના જાણનાર જાણી મારો વૃત્તાંત નિવેદન કરીશ; માટે તમે એકલા પાસેના ઓટલા ઉપર આવો એટલે હું મારી વાત શરૂ કરૂં. આહીરણીનાં એવાં વચ-

નથી તેનો વૃત્તાંત સાંભળવાની ઇચ્છાવાળા પુરોહિતે તે પ્રમાણે કર્યું, અને બન્ને એક ઓટલા ઉપર બેઠાં, ત્યાં પોતાની ઉપર અત્યંત સ્નેહવંત અને પોતાને જોવાથી વિકસ્વર પુલકાવળીવાળા પુરોહિત પાસે તે આહીરણીએ પોતાનો સમગ્ર વૃત્તાંત કહેવા માંડયો:-લક્ષ્મીતિલક નામે નગરમાં સર્વ વિદ્યાવિશારદ વેદસાર નામે નિર્ધન બ્રાહ્મણ રહેતો હતો તેને સતી, પતિવ્રતા અને રૂપ સૌભાગ્યે શોભતી કામાલક્ષ્મી નામે સ્ત્રી હતી. તે સ્ત્રીનો વિનય અને ઉચીતકાર્યો કરવાની કુશલતા વિગરે ગુણોથી નિરંતર પ્રસન્ન રહેનારો તે બ્રાહ્મણ દારિદ્રતાને લીધે પ્રાપ્ત થતાં દુ:ખને પણ દુ:ખરૂપ ગણતો નહોતો. દંપતિની આધવયમાંજ તેઓને શુભ લક્ષણવાળો એક પુત્ર થયો હતો તેનું ગુરૂવિચક્ષણ એવું નામ પાડયું હતું; તે છોકરો અનુક્રમે એક વર્ષનો થયો, તે સમયે એક દિવશ કામાલક્ષ્મી પાણી ભરવા નગર બહાર ગઈ, તેવામાં ક્ષિતિ પ્રતિષ્ઠિત નગરના રાજા મકરધ્વજે પોતાના સૈન્ય સહિત અકસ્માત ત્યાં આવીને તે નગરને ઘેરો ઘાલ્યો, તેથી દરવાનોએ દરવાજા બંધ કરી દીધા, અંદરનાં માણસો અંદર રહ્યાં અને બાહારનાં બહાર રહ્યાં, તેના સૈન્યનું ઘણું જોર જાણી બહારના લોકો ભયથી ચોતરફ નાસવા મંડયા.

કામાલક્ષ્મી પણ નાસતી હતી. તેવામાં ચોતરફ ભટકતા રાજાના શીપાઈઓમાંથી કોઇએ તેણીને પકડી અને અત્યંત રૂપવંત જાણી પોતાના રાજા, મકરધ્વજને ભેટ કરી, રાજા પણ તે સ્ત્રીને જોઈ કામવશ થયો તેથી તેને પોતાના અંતરપુરમાં રાખી. પછી તે નગરમાં અન્ન, તૃણ, કાષ્ટ વિગેરે વસ્તુઓ આવી શકવાનો અભાવ થયો તેથી નગરનો રાજા અને સર્વ લોકો અકળાયા એટલે મકરધ્વજ રાજાને માગ્યા પ્રમાણે દંડ આપી ખુશી કર્યો, પછી તે રાજા ઘેરે ઉઠાવી પોતાના નગર પ્રત્યે ગયો, ત્યાં જઈ કામાલક્ષ્મીના રૂપ અને ગુણથી

ખુશી થઈ તેણીને પટ્ટરાણી પદે સ્થાપી. કુળવતી અને શીલવતી બીજી રાણીઓની અવગણના કરી કામથી પરાભવ પામેલો તે મકરધ્વજ પોતાને જીવતેશ્વરી માનવા લાગ્યો. રાજા તેણીને રાગ પૂર્વક નાના પ્રકારના શૃંગાર, નાના પ્રકારનાં ભોજન વિગરે આપી ખુશી કરવા યત્ન કરતો; પરંતુ તે અંતઃકરણથી, ખુશી થતી નહિ. વેદસાર બ્રાહ્મણ ઉપર અત્યંત પ્રીતિ હોવાને લીધે રાજાના સન્માનથી ઉત્પન્ન થતા સુખને તે વિષપ્રાય ગણતી. એમ વિરક્ત ચિત્તે પણ આશકત રાજાની સાથે સુખ ભોગવતાં વીશ વર્ષ નિકળી ગયાં તે અરસામાં તે નિરંતર એમજ વિચારતી કે, આ રાજાનું ઘર છોડીને કયારે મારા તે પતિને તથા તે પુત્રને મળું. એવા આર્ત ધ્યાનમાં અને પરવશપણામાં તેણે પોતાના સઘળા દિવસો ભોંયરામાં રહેવાની પેઠે દુઃખે નિર્ગમન કર્યા. એક દિવશ પૂર્વનો સ્નેહ સાંભળી આવવાથી દુઃખિત કામાલક્ષ્મી મનમાં વિચારવા લાગીઃ-આટલા વર્ષ સુધી મારો ભર્તાર કે પુત્ર કોઈ મળ્યું નહિ માટે હવે હું પરદેશી બ્રાહ્મણોને સુવર્ણદાન આપવા માંડું જેથી લોભવશે તે મારો ભર્તાર પણ કોઈ દિવશે અત્રે આવશે, એમ વિચારી તે દિવસથી તેણે બ્રાહ્મણોને સુવર્ણદાન દેવું શરૂ કર્યું, થોડા દિવસમાં તે વાત દેશોદેશ પ્રસરી, ઘણા બ્રાહ્મણો તે દાન લેવાને દૂર દેશથી આવવા લાગ્યા. દીન અવસ્થાવાળો વેદસાર બ્રાહ્મણ પણ એ વાત સાંભળી પોતાના પુત્રને લઇને એક દિવસ ત્યાં આવ્યો અને આશીર્વાદ આપી ઉભો રહ્યો. તેવારે કાંઇક ઓળખીને પૂર્વ પ્રેમથી પ્રેરેલી કામાલક્ષ્મીએ તેને એકાંતે બેસારી તું કોણ છે? કયાંથી આવ્યો છે? તારી સ્ત્રી કયાં છે? આ લઘુ વયવાળો તારી સાથે છે તે તારો પુત્ર છે કે ભાઈ છે? એ રીતે પ્રશ્નો પૂછ્યા. રાજાની રાણી ઉપર પોતાની સ્ત્રીનો શક લાવવો તે પણ અસંભવિત, અને ઘણાં વર્ષ થઈ ગયેલાં એટલે તેણીને ન જાણતો તે બ્રાહ્મણ

પોતાનો વૃત્તાંત મૂળથી કહેવા લાગ્યોઃ—લક્ષ્મીતિલક નગરનો રહેનારો હું બ્રાહ્મણ છું. મારૂં નામ વેદસાર છે, મારે અત્યંત ગુણવંતી કામાલક્ષ્મી નામે સ્ત્રી હતી; આ ગુરૂવિચક્ષણ મારો પુત્ર છે. જ્યારે આ બાળક એક વર્ષનો થયો હતો ત્યારે એક દિવસ તેની માતા નગર બાહાર રહી પાણી ભરવા ગઈ હતી. તેવામાં અકસ્માત્ કોઈ રાજાનું સૈન્ય અમારા નગરની ઉપર ચઢી આવ્યું તેથી તે નગર બહાર રહી: લશ્કર પાછું ગયા પછી મેં તેણીની ચોતરફ તપાસ કરી પણ કોઈ ઠેકાણે તેની શોધ લાગી નહિ. પછી મારા સ્વજન કુટુંબીઓએ ઘણો આગ્રહ કર્યો તોપણ તે સ્ત્રી ઉપરના સ્નેહને લીધે હું બીજી સ્ત્રી પરણ્યો નથી, આ બાળકને મેં મહા કષ્ટે ઉછેર્યો, અને વયે યોગ થયો ત્યારે સર્વ વિદ્યા ભણાવી; પરંતુ હજી સુધી તેને પરણાવ્યો નથી. તમે સુવર્ણ દાન આપો છો એવી વાત સાંભળીને દારિદ્રથી દીન થયેલો હું આ મારા પુત્રને લઇને અત્રે આવ્યો છું. વેદસારના મુખથી એ વૃત્તાંત શ્રવણ કરી કામાલક્ષ્મી અતિ ખેદ પામી, પછી તેને પોતાનો સર્વ વૃત્તાંત જણાવી ઓળખાણ પાડી. પૂર્વના સ્નેહથી તેની સાથે જવાની ઇચ્છાવાળી તેણીએ તેને અમૂલ્ય રત્નો આપ્યાં અને પછી એકાંતે કહ્યું કે, આ રાજ્યની હદ બાહાર તમારા ઇચ્છિત સંકેત સ્થાને રત્નો સહિત આ પુત્રને તમો મુકી આવો, પછી આપણે પણ ત્યાં જઇશું. આજથી સાતમે દિવશે સ્મશાનમાં રહેલા ચંડીના દેવળમાં રાત્રે હું આવીશ, તમારે પણ તે દિવસે ત્યાં જરૂર આવવું. એ પ્રમાણે કહી તેને વિસર્જન કર્યો. પછી તે વેદસાર પુત્રને તથા રત્નોને ઇષ્ટ સ્થાને મુકી સંકેતની રાત્રીએ ચંડીના દેવળમાં આવી સુતો. કામાલક્ષ્મીએ રાજાને સમજાવવાનો ઉપાય રચ્યો. રાજાને પોતાની સમીપે બોલાવી તે બોલીઃ—સ્વામિન્, આપને સાંભરે છે કે તે દિવસ આપના મસ્તકમાં આકરી વેદના થઈ આવી હતી. જ્યારે

મંત્ર, તંત્ર અને ઔષધથી પણ તે વેદના શાંત ન થઈ ત્યારે હું અન્ન પાનનો ત્યાગ કરી અત્યંત દુઃખી થઈ. પછી મેં તે વેદનાની શાંતિને માટે વિખ્યાત મહિમાવાળી ચંડી દેવીની માનતા કરી કે હે માતા ! જો રાજાના મસ્તકની વેદના શાંત થઈ જશે તો હું તેમને સાથે લઈ ત્યાં આવી રાત્રી સમયે તમારી વિવિધ પ્રકારે પુજા કરીશ. માટે આજે રાત્રે આપણે ચંડીની પૂજા કરવા જઈએ. રાજા તો તે-ણીને વશ હતો તેથી તરતજ કબુલ કર્યું. પછી રાત્રી સમયે અશ્વ ઉપર બેશી પૂજાનો સામાન સાથે લઈ તેઓ ચંડીના મંદિર તરફ ચાલ્યાં. તે સમયે ઘોર અંધકાર થઈ ગયો હતો. રસ્તામાં કેટલેક ઠેકાણે સર્પના ફુત્કાર, કેટલેક ઠેકાણે ઘુવડના બીહામણા અવાજ અને કેટલેક ઠેકાણે ન સમજાય એવા પશુઓના સ્વર સંભળાતા હતા, કેટલીએક જગ્યાએ ડાકિની શાકિનીઓ હલ્લીસ લેતી હતી. કેટલીક જગ્યાએ પિચાશો અટ્ટહાસ કરતા હતા. કેટલીક જગ્યાએ કાપાલિકોએ ગ્રહણ કરેલા મસ્તકો દેખતાં હતાં, અને કેટલીક જગ્યાએ નાશિકા દુર્ગંધથી પુરાઈ જતી હતી. તેવા ભયંકર સ્મશાનમાં તેઓ આવ્યાં, તે સમયે રાજાએ કામાલક્ષ્મીને ભોળી અને બ્હીકણ જાણી કહ્યું, તું હૃદયમાં બીહીશ નહિ. આ સઘળા બહારથી ભયંકરતા દેખાય છે. તત્વતાએ તેમાં કાંઈ નથી. તે ભૂત પ્રેત વગેરે જે બીએ છે તેનેજ છળે છે માટે તું જરા પણ ડરીશ નહિ. અહો ! મોહની કેવી પ્રબળતા છે. પોતાની વહાલી પ્યારી બીએ નહિ એટલા માટે રાજા તેને ધીરજ આપે છે, પણ જાણતો નથી કે સ્રી ચરિત્રનો પાર કોઈ પા-મતું નથી, અને પામવાનું નથી. સ્રીઓનું કપટ અગાધ હોય છે. તેઓ બોલે છે મીઠું મીઠું પણ મનમાં તો કંઈ કંઈ પ્રકારના ઘાટ ઘડે છે. તે રાજા જાણતો નથી કે જેને ભોળા ગણે છે તે તો તેને ઠગે છે. જયારે મંદિર આવ્યું ત્યારે તેઓ ઘોડા ઉપરથી ઉતર્યા, અને

અંદર પ્રવેશ કર્યો. રાજાએ પોતાનું ખડ્ગ વગેરે તેના હાથમાં આપી પ્રથમ પૂજા કરવા માંડી. દુષ્ટાને લાગ મળ્યો. તેની કુટવાસનાએ ઉછાળા માર્યા. તરતજ ખડ્ગવડે રાજાનું મસ્તક છેદી નાખ્યું, એટલે દેવીને સર્વાંગે પ્રમાણ કરતો હોય તેમ તે પડ્યો; સ્ત્રીઓની દુષ્ટતાને ધિઃકાર હો. જે તેણીની ઉપર અત્યંત પ્રેમ બતાવતો, જે તેણીના વચન ઉપર અંધારી રાત્રીએ સ્મશાન ભૂમિમાં પૂજા કરવા આવ્યો તેનો એક પળ માત્રમાં તે દુષ્ટાએ છેદ કર્યો. પાપીનીને તો બીક રહીજ નહિ. હું શું કરૂં છું, એવો તેને વિચારજ આવ્યો નહિ, અને કપટ વૃત્તિવાળીએ પોતાની મન કલ્પનાથી ઘોર કુકર્મ કર્યું. પણ માણસનું ધાર્યું શું થાય, તેમાં પણ એવા પાપીની ધારણા તો ક્યાંથી પાર પડે. રાજાના સર્વ આભરણો ગ્રહણ કરી હર્ષ પામી દેવળના મતવારામાં સુતેલા બ્રાહ્મણને તેણીએ તત્કાળ જગાડ્યો; પરંતુ તે ઉઠીને ભૂમિ ઉપર પગ મૂકે છે તેવામાં દુર્દૈવના યોગથી તેને સર્પ કરડ્યો. તેથી તે તત્કાળ ત્યાં મૃત્યુ પામ્યો. જુઓ કર્મની વિચિત્રતા. હવે કામાલક્ષ્મી પસ્તાણી. તેણીએ જાણ્યું કે હું બન્ને તરફથી ભ્રષ્ટ થઈ, પણ વિચાર કરવાનો વખત નહોતો; જો કોઇને ખબર પડે તો તેનું પણ મૃત્યુ સમીપેજ હતું; તેથી કાંઇપણ વિચાર કર્યા શિવાય સર્વ આભરણ લેઈ ઘોડા ઉપર બેસી રસ્તે પડી:–અંધારી રાત્રીએ નિર્જન વનમાં તે એકલી ચાલી જતી હતી, પણ કોઈ સ્થળે જરા પણ બીહીતી નહોતી. સ્ત્રીઓમાં સાહસ તો જન્મથીજ હોય છે:–કેટલેક દુર ગયા પછી એક નગર આવ્યું. તેમાં પ્રવેશ કરી માળીને ઘેર ઘોડો બાંધી, જાણે બહુ વર્ષે રાજાના ઘર રૂપ બંદીખાનાથી છુટી હોય તેમ સ્વેચ્છાએ ફરવા લાગી; એવામાં પાસેના કોઈ દેવળમાં સુરજનોનો સ્વર સાંભળી નાટક જોવાને ગઈ. ત્યાં તેણીને સર્વ અંગે અલંકૃત દિવ્ય રૂપવાળી અને સૌભાગ્યે શોભતી જોઈ. આ કોઈ

નવીન સ્ત્રી છે, એમ ધારી એક ગણિકાએ આદર પૂર્વક પુછ્યું; હે શુભે ! તમે કોણ છો ? ક્યાંથી આવ્યાં છો ? અને કોના અતિથિ છો ? તે બોલી:-એક દિવસ મારા પિતાને ઘેરથી મારા પતિની સાથે હું મારા શ્વસુર નગર તરફ જતી હતી, તેવામાં રસ્તે ધાડ પડી, અમારો સાથ સર્વ લુંટાણો, અને મારો પતિ લુંટારાને હાથે મરાણો, હું ત્યાંથી ઘોડા ઉપર બેસી એકદમ નાઠી, તે આ નગરમાં આવી છું. અહીં કોઈ મારૂં સગું નથી તેથી માળીને ઘેર ઘોડો બાંધી હમણાંજ અત્ર આવી છું: પછી તેણીને કુલીન રૂપવંતી અને સ્વામી વિનાની જાણી માયા વચને સંતોષ પમાડી તે ગણિકા પોતાને ઘેર લઈ ગઈ, ત્યાં તેણીને નૃત્યગિતાદિની કળા સંપૂર્ણ રીતે શીખવી અને અનુક્રમે પોતાના કુલાચારમાં પ્રવર્તાવી. એક દિવસ દેશાંતરથી આવેલો કોઈ તરૂણ અને સમૃદ્ધિવાન પુરૂષ કામાલક્ષ્મીને ઘેર આવીને રહ્યો, સુખે ઇચ્છિત વિલાસ ભોગવતાં અનુક્રમે તેઓની પરસ્પર નિવિડ પ્રાપ્તિ થઈ. કેટલોક કાળ ગયા પછી એક દિવસ અન્ય સ્થળે જવાની ઇચ્છાવાળા તે યુવાને એકાંતમાં કામાલક્ષ્મીની રજા માગી. જનારને અને મરનારને કોઈ રાખી શકતું નથી, અને પરોણાથી ઘર વસ્તુ નથી, એ કહેવતને યાદ કરતી કામાલક્ષ્મી વિમાસવા લાગી. તેની ઉપર અત્યંત સ્નેહ હતો, તો પણ જવામાં તેની ઉત્સુકતા જાણી નિષેધ કરવો એ નિર્થક માની વ્હીલે મુખે બોલી:-સ્વામિન્, તમે જાઓ છો, પણ તમારૂં કૂળ, ગોત્ર અને નામ વગેરે મને કહેતા જાઓ જેથી તમારા વિયોગે તે મારે અવલંબનરૂપ થાય. તે સમયે જાણે વિયોગથી થવાની ભાવિ પીડાને સ્નેહ વૃષ્ટીથી શાંત કરતો હોય તેમ અશ્રુજળ વરસાવતો તે બોલ્યો,-લક્ષ્મીતિલક નગરનો રહેનાર વેદસાર નામે બ્રાહ્મણ હતો, તેની કામાલક્ષ્મી નામે સ્ત્રીથી ગુરૂવિચક્ષણ નામે પુત્ર થયો, તે પુત્ર જ્યારે એક વર્ષનો થયો ત્યારે કામાલક્ષ્મી પાણી ભરવા ગઈ હતી,

તેવામાં તે નગર ઉપર પરચક્રનો ભય થયો તેથી તે ઘેર આવી શકી નહિ. ત્યાર પછી તે મરી ગઈ કે જીવતી રહી એ જણાયું નહિ. પિતાએ પુત્રને પાળીપોષી મોટો કર્યો, અને સર્વ વિદ્યા ભણાવી. એક દિવસ દારિદ્રથી દીન થયેલ તે બ્રાહ્મણ પુત્રને સાથે લઈ મકરધ્વજ રાજાની પાસે યાચના કરવા ગયો. ત્યાં તે રાણીની સાથે તેણે એકાંતમાં વિચાર કર્યો, પછી તેણીએ આપેલાં અમૂલ્ય રત્ન, કાંચન અને મોતીએ સહિત પુત્રને બીજા રાજાના દેશમાં એક સંકેતસ્થાને મોકલ્યો, અને હું સાત આઠ દિવસ પછી ત્યાં આવું છું, એમ પિતાએ કહ્યું; તે પુત્ર પણ સંકેતસ્થાને જઈ પિતાની વાટ જોતો રહ્યો, પણ કોણ જાણે શા કારણથી તેનો પિતા ત્યાં આવ્યો નહિ. પછી પુત્રે ખેદ પૂર્વક ધાર્યું કે, રસ્તામાં મારા પિતાને ચોરોએ અથવા વ્યાઘ્રાદિ હિંસક પ્રાણીઓએ મારી નાંખ્યો હશે. વૈરી વિધાતાએ મારા પિતાનો પણ મને વિયોગ કરાવ્યો. માતાને તો મેં જોઇજ નહોતી, પણ એક આધારભૂત પિતા હતો તે પણ દુરાત્મા દૈવે ન સહન કર્યું. હમણાં તેનો પણ નાશ કરી મને એકલો રખડતો કર્યો, અરેરે! એમાં ભાજનને યોગ્ય દૈવ્યને શું ઉપલંભ દેવો. કારણ કે પુરૂષને શુભાશુભ કાર્યનું કારણ પૂર્વનાં કર્મજ હોય છે, એમ ધારી પછી સંસારના સર્વ સંયોગ 'વિયોગાંતજ છે," એમ વિચારી અનુક્રમે પિતાના શોકથી મુક્ત થયો. કાંતે! વિદ્યાવડે સર્વ સ્થળે પૂજાતો અને દેશાંતરમાં ભમતો તે હું ગુરૂવિચક્ષણ અત્ર આવ્યો, અને આપણો યોગ થયો. તેનો એ પ્રમાણેનો વૃત્તાંત સાંભળી એ પોતાનો પુત્ર છે એમ જાણી કામલક્ષ્મી પોતાના હૃદયમાં ખેદ પામી મનમાં વિચારવા લાગી કેઃ—દૈવ્યને ધીઃકાર હો, કારણ કે હું પાપણીને સર્વ પ્રજામાં નિંદિત પુત્રનો સંયોગ કરાવ્યો. એમ પોતાના અનુતાપથી હૃદય બળવા લાગ્યું, તો પણ મને પોતાની માતા જાણી પશ્ચાતાપ રૂપ અગ્નિથી

ખીન્ન થયેલો તે પ્રાણ ત્યાગ કરશે, એમ ધારી તેણીએ સ્નેહને લીધે તે વાત પુત્રની આગળ પ્રગટ કરી નહિ, પછી ઇંદ્રિય સુખથી ઉદ્વિગ્ન થઈ પોતાના આત્માને નિંદતી તેણીએ મિથ્યા ઉપચાર વચનો બોલી તેને વિસર્જન કર્યો, તેના ગયા પછી પોતાના દુષ્કૃત્યનું સ્મરણ કરતી તે જીવિતથી ઉદ્વિગ્ન ચિત્તવાળી થઈ અન્નજળનો ત્યાગ કર્યો, અને અક્કા પાસે બળી મરવા માટે કાષ્ટની માગણી કરી તેવારે અક્કા બોલીઃ—હે સુભ્રુ! મારા ઘરમાં રહી પોતાને અને પરને દુઃખ કરનાર આ શું આરંભ્યું છે? તું શા માટે ખેદ પામે છે. તને શું આધિવ્યાધિ છે. જેથી આ પ્રમાણે પોતાના આત્માને અગ્નિમાં દહન કરવાને ઇચ્છે છે, આ મનુષ્ય જન્મ દુષ્પ્રાપ્ય છે, માટે તેને ફોકટ શા માટે ગુમાવે છે. મારા ઘરમાં રહી મન ગમતા યુવાનો સાથે સ્વેચ્છાએ સુખ ભોગવી મનુષ્ય જન્મને સફળ કર. હે મનસ્વિનિ, નિઃકલંકિત રાજા વગેરેને માન્ય અને સર્વાંગ સુખની સંગતવાળો વેશ્યાનો જન્મ તુ ફરી ક્યાંથી પામીશ. માટે શોકનો ત્યાગ કર. હૃદયમાં ખેદ પામતી કામાલક્ષ્મી બોલીઃ—માતા, મને કાંઈ આદિ વ્યાધિની વ્યથા નથી, પરંતુ આત્માને અગ્નિમાં હોમીને ઘણા કાળથી આચરેલા આ ગણિકા સંબંધી પાપ કર્મથીજ શુદ્ધ થવાને ઇચ્છું છું. પંડિત પુરૂષોએ પ્રાણીને સ્ત્રીપણું એ ઘણા પાપનું ફળ કહ્યું છે, તેમાં પણ વેશ્યાનો જન્મ તે દાઝેલી કાંજી જેવો છે. જો સર્વ પાપને વિષે બીજરૂપ વેશ્યા જન્મ શોભનિક હોય તો સંસારમાં બીજું વિરૂપ શું છે, તે કહે. માટે તારે મને હવે એ વિષે શિક્ષા ન આપવી. એવી રીતે કામાલક્ષ્મીએ તે અક્કાને સમજાવી; પરંતુ ખરેખરૂં મૃત્યુ પામવાનું કારણ જે સર્વત્ર નિંદનિય પુત્રના સંભોગરૂપ દુષ્કૃત્ય, તે લજ્જાથી પ્રકટ કર્યું નહિ. નગરમાં તો વાત ચોતરફ ફેલાઈ, રાજાને પણ ખબર પડી, અને રાજાએ તે કુટિનીએ અને બીજા ઘણા નગરજનોએ તેને સમજાવી,

પરંતુ તે કાષ્ટ ભક્ષણના અધ્યવસાયથી હઠી નહિ. મરણને વિષે એકાગ્ર ચિત્તવાળી તેણીએ સાત લાંઘણ કરી, એટલે રાજા વિગેરેએ અનુમતિ આપી. પછી પોતાનું સર્વ દ્રવ્ય દીન પુરૂષોને આપી દઈ, અશ્વ ઉપર બેશી, પૌરજનોએ નગર બહાર નદીના તટ ઉપર રચેલી ચિતા સમીપે ગઈ, ત્યાં પોતાના દુઃષ્કર્મથી દુઃખી થએલી તેણીએ નિર્ભયપણે ચિતામાં પ્રવેશ કર્યો. એટલે નગરજનોએ તે ચિતા ચારે તરફથી પ્રજવલિત કરી. તેવામાં ભવિતવ્યતાને યોગે અકસ્માત્ વરસાદ આવ્યો. વરસાદની ધારાથી હણાયેલા સર્વે લોકો નિચું મુખ કરીને જેમ વૃષભ નાસે તેમ પોતપોતાને ઘેર નાશી ગયા; કારણ કે તેમાં કોઈ તેનું સંબંધી નહોતું. કાંઇક ધુધવાતી ચિંતામાં તે જરાક દાઝી. તેવામાં નદીએ પૂર આવવાથી તે તણાણી. તે કેટલેક દૂર કાંઠાના કોઈ વૃક્ષ સાથે અફળાવાથી ત્યાંજ અટકી ગઇ, ત્યાં તેણીને શબપ્રાય કોઈ ગોવાળીઆએ જોઈ. જીવતી જાણી પોતાને ઘેર લઇ ગયો. ત્યાં તેની ઉપર દયા લાવી ઔષધોપચાર કર્યાં એટલે કેટલેક દિવસે તેનું શરિર સારૂં થયું, એટલુંજ નહિ પણ ઉલટો રૂપમાં વૃદ્ધિ થઇ. કેટલેક દીવસે તેણીને રૂપ સૌભાગ્ય અને લાવણ્યવડે અતિશય શોભતી જોઈ કામવશ થયેલો ગોવાળ બોલ્યો; હે સુભગે! હવે જો તું મારા ઘરમાં રહીશ તો આ મારી સર્વ મિલકતની સ્વામિની થઇશ, અને હું તારો કિંકર થઇને રહીશ, અને જો તું જઇશ તો મારા પ્રાણ પણ જશે; માટે થોડામાં મારો વિચાર જાણી મરજી પ્રમાણે કર. ગોવાળનું બોલવું સાંભળી કામાલક્ષ્મી વિચારવા લાગી કે, પૂર્વે મેં સાતમી નર્કને યોગ્ય પાપ ઉપાર્જન કરયું છે, તો હવે નિમિત્ત વગર ઉપકાર કરનાર આ ગોકુલીનું પણ ઇચ્છિત કાર્ય ભલે થાઓ. કારણ કે જગતમાં કહેવત છે કે જેમ સો તેમ પચાસ વધારે. સર્વેનું ભક્ષણ કરનાર અગ્નિમાં પ્રવેશ કર્યા છતાં પણ વિધિએ મને જીવતી રાખી

તો હું જાણું છું કે મારા પાપમાં કાંઈ ન્યૂન રહ્યું હશે, તે પૂર્ણ થશે. વિષયથી ઉદ્વિગ્ન ચિત્તવાળી કામાલક્ષ્મી એ પ્રમાણે અનેક રીતે વિચારીને તથા કાંઇક ઇંદ્રિયના ચપલ્યથી ગોવાળની સ્ત્રી થઇને રહી. સંસર્ગને લીધે ગાયો દોવી, દહીં મથન કરવું વગેરે તેના ઘરને ઉચિત સર્વ ક્રિયાઓ તે ધીમે ધીમે શીખી. મહા પાપી અને ઘણા પ્રકારના દુઃખથી દગ્ધ થયેલી તે હું કામાલક્ષ્મી હમેશાં અત્રે અમારા ગોકુલ (ભરવાડના ગામ)થી દુધ, દહી વેચવાને આવું છું. પતિ અને પુત્રના વિયોગથી પીડિત છતાં પણ રાજાની રાણી થઈ પૂર્વ પતિના પ્રેમને લીધે તે રાજાને હણ્યો. પૂર્વે પતિને સર્પ ડંસથી મૃત્યુ પામેલ જાણી ત્યાંથી નાશી દેશાંતરમાં વેશ્યા થઈ. ત્યાં પોતાનાજ પુત્રની સાથે ભોગ ભોગવ્યા, તે પાપથી પશ્ચાતાપ કરતી અગ્નિમાં બળી મરવા ચિતામાં પડી. ત્યાંથી નદિમાં તણાણી અને હમણાં ગોવાળીઆની સ્ત્રી થઈ નિચ કાર્યો કરૂં છું. હે ભાઈ! એ પ્રમાણે ઉત્તરોત્તર મહત્ દુઃખને વિષે પડેલી હું હમણાં આ દુધ દહીનાં વાસણો ભાગવાથી શું સોચ કરૂં, કહ્યું છે કે, "બહુ દુઃખીયાને દુઃખ નહિ, અને બહુ રણિયાને રણ નહિ". આભીરણીના મુખથી સર્વ વૃત્તાંત શ્રવણ કરી તેણીને પોતાની માતા જાણનારો ગુરૂવિચક્ષણ પુરોહિત તત્કાળ જનુની સાથે વિષય સુખ ભોગવવારૂપ પોતાના ચરિત્રથી અનુતાપ પામતો અને આંખમાંથી અશ્રુજળ વરસાવતો તેણીના ચરણમાં પડ્યો, તે વારે સંભ્રમથી પોતાના પગ સંકોચતી તે બોલી-હે ભ્રાતા, ઉત્તમ વર્ણવાળો તું અયુક્ત આચરણ શું આચરે છે. શ્યામ મુખવાળો પુરોહિત ગદ્દગદ્દ સ્વરે બોલ્યો-માતા તેજ હું ગુરૂવિચક્ષણ છું. પછી પરસ્પર સંબંધને જાણવાથી શ્યામ મુખવાળાં તે બન્ને જાણે ભૂમિમાં પ્રવેશ કરવાની ઇચ્છાવાળાં હોયની તેમ નીચી દ્રષ્ટિ કરીને મૌન રહ્યાં, પોતાના દુરાચારના અનુતાપ રૂપ અ-

ગ્નિથી પ્રજ્વલિત થતાં તેઓ લજ્જાને લીધે એક બેજાની સનમુખ જોવાને શક્તિમાન થયાં નહીં, ત્યાં કામાલક્ષ્મી પોતાના પાપની શુદ્ધિને અર્થે જળ, અગ્નિ અથવા ભૃગુપાત વગેરેથી આત્મઘાત કરવાની ઇચ્છાવાળી જાણી ગુરૂવિચક્ષણ બોલ્યો:—માતા, આત્મઘાત કરવાથી અને ગઈ વાતનો સોચ કરવાથી હવે શું થશે, હવે તો પાપનો નાશ કરવા માટે ઉગ્ર તપસ્યા કરવામાં યત્ન કરો, કારણ કે આત્મઘાત કરવાથો પ્રાણી પૂર્વ કર્મથી મુક્ત થતા નથી; પરંતુ તે તે કર્મના વિપાક ભોગવવાથી અથવા તપ કરીને તે કર્મને દહન કરવાથી પ્રાણિ પૂર્વ કર્મથી મુક્ત થાય છે. માટે હે અંબા! હે માતા તીવ્ર તપ કરો જેથી અગ્નિથી કંચનની પેઠે તત્કાળ આત્માની શુદ્ધિ થાય. કહ્યું છે કે,–અસાર અને સપ્ત ધાતુમય આ મનુષ્યદેહથકી પંડિત જનોએ આત્માની સ્તુતિ કરવી એજ સાર છે. અર્થાત્ એ દેહથી બને તેટલાં ધર્મ કાર્યો કરી લાભ મેળવવો. એ પ્રમાણે શાસ્ત્રોક્ત વચનવડે પોતાની માતાને આત્મઘાત કરતી નીવારી. પાપની શુદ્ધિને ઇચ્છાનાર ગુરૂવિચક્ષણ માતાને સાથે લેઈ ઉદ્યાનમાં રહેલા શ્રુત સમુદ્રના પારગામી, શ્રીગુણીકરસૂરિને વંદન કરવા ગયો. વંદન કરીને તેઓ યથાસ્થાને બેઠા. એટલે તે કૃપાળુ શુરીશ્વરે નિચે પ્રપ્રમાણે ધર્મોપદેશ આપવા માંડયો. પ્રાણિને કર્મના વશથી પિતા પુત્ર થાય, શત્રુ મિત્ર થાય અને માતા સ્રીરૂપે થાય. પ્રત્યેક પ્રાણીનું જીવે સ્નેહથી અનંતવાર લાલન પાલન ભક્ષણ પણ કર્યું છે, તેમજ ક્રોધથી તેઓને હણીને પોતાના અંગને પુષ્ટિનેઅર્થે ભક્ષણ પણ કરયુંછે, માટે વસ્તુતાએ કાંઈ પણ પોતાનું પારકું નથી. તોપણ અજ્ઞાન મનુષ્યો રાગદ્વેશને વશ પડી ફોગટ પાપ બંધન કરે છે, સંસારનાં સર્વ સંબંધો ટુંકી મુદતના અને અસત છે એમ ધારી વિવેકી જનોએ સ્રી પુત્રના પ્રેમમાં મુઝાઇ જવું નહિ. એકજ વસ્તુ એક પ્રા-

જીને રૂચે તેજ વસ્તુ બીજાને દ્વેષ કરાવનારી થાય. માટે કોઇપણ વસ્તુને વિષે રમ્ય અરમ્યની વ્યવસ્થા કરવી તે વાસ્તવ નથી. કહ્યું છે કે,–સુખને વિષે રહ્યા થકા હૃદયમાં જગત્ સર્વ અમૃતથી સિંચન થયેલું જણાય છે.• અને દુઃખને વિષે રહ્યા થકા વિષમય જણાય છે, તેથી વસ્તુને રમ્ય અરમ્ય કહેવી, જાણવી તે મનનાં સંકલ્પ છે માટે સર્વે વસ્તુને વિષેથી રાગદ્વેષ કાઢી નાખી મમતાનો ત્યાગ કરી ભવભીરૂ મનુષ્યોએ સમતા અંગિકાર કરવી. એ પ્રમાણેની દેશના શ્રવણ કરી ભવથી ઉદ્વિગ્ન ચિત્તવાળા તે માતા અને પુત્રને દિક્ષા અંગિકાર કરવાના અધ્યવસાયવાળા જાણી ગુરૂ મહારાજા બોલ્યાઃ–જેમ સ્વચ્છ ભીંતને વિષે આલેખેલ ચિત્ર અતિશય શોભે છે, તેમજ સમ્યક્ પ્રકારે આલોચન કરી શુદ્ધ થયે પ્રાણિને વિષે વ્રતરોપ સારી રીતે શોભે છે. માટે પ્રવજ્યા ગ્રહણ કરવાથી ઇચ્છાવાળા તમે જન્મથી માંડીને આજ પર્યંત મન, વચન કાયાથી જે પાપ ઉપાર્જન કર્યાં હોય તેની સમ્યક્ પ્રકારે આલોચના કરો. પછી તેઓએ રાગદ્વેષના ઉદયથી નહિ કહેવા લાયક એવાં જે દુષ્કૃત્યો કર્યાં હતાં તે સર્વે ગુરૂ મહારાજને કહી બતાવી તેની સમ્યક્ પ્રકારે આલોચના કરી. ગુરૂ મહારાજાએ પણ તેઓને સ્વચ્છ આશયવાળા અને વૃદ્ધિ પામતા સવેગવાળા જાણી તપરૂપ પ્રાયશ્ચિત આપી દિક્ષા અંગીકાર કરાવી. ચારિત્ર ગ્રહણ કરી શુદ્ધ અંતઃકરણથી દુસ્ત તપતી અને જિનોપદ્દી અનુષ્ઠાને વિષે નિરંતર અપ્રમત્તપણે વર્તતી કામાલક્ષ્મી ઘણાકાળ સુધી બીજી સાધ્વીઓની સાથે દેશાંતરમાં વિચરી. પ્રીતે સર્વે કર્મ ક્ષપાવી પરમપદને પ્રાપ્ત થઈ; નિશ્ચય સવેગ રંગમાં લીન, પંચાચારમાં ઉદ્યુક્ત અને નિરતીચારપણે વ્રત પાળતાં ગુરૂવિચક્ષણ મુનિ સૂત્રથી અને અર્થથી દ્વાદશાંગીનું અધ્યયન કરી, અનુક્રમે છત્રીસ ગુણેયુક્ત સુરિપદને યોગ્ય થયાં, પછી આચાર્યપદ અંગિકાર કરી પૃથ્વીતળને

વિષે વિચરી પ્રાણીઓના સમૂહને પ્રતિબોધ કરવાને નિચે પ્રમાણે ઉપદેશ દેવા લાગ્યા. જેઓ બાળપણાથી બ્રહ્મચર્ય ધારણ કરનાર હોય, અને જેઓએ સંસારના મોહથી વિમુક્ત થઈ સર્વથી ચારિત્રનો આશ્રય કર્યા હોય તે સુકૃતિ પુરૂષો શ્લાઘ્ય છે, અથવા કોનાં કાર્યો અસ્ખલિતપણે પૂર્ણ થયાં છે, કોના સર્વે મનોરથ સિદ્ધ થયા છે, કોને આ સંસારમાં નિત્ય સુખ છે, કોને દૈવ ખંડન કર્યા નથી, એ ન્યાય કોઇના પ્રેરેલા કેટલાક મનુષ્યો પાપી અને નિવિધ કૃત્યો આચરે છે, પરંતુ તે તે કર્મોના છેદ કરવાની ઇચ્છાવાળા થઈ ગુરૂ મહારાજાની સમીપે તેની સમ્યક્ પ્રકારે આલોચના કરી તીવ્ર તપ તપે તેઓ શ્લાઘ્ય છે; એવી રીતે ઘણા મનુષ્યોને પ્રતિબોધ આપી અંતસમય નજીક આવ્યો એટલે સર્વ પ્રાણીને ક્ષમાવી પાદોપગમન અનસન અંગિકાર કર્યું. અને ધ્યાન અને ગુરૂ વિચક્ષણ શુરતર દુષ્કર્મ કરીને પણ ગુરૂ મહારાજા પાસે પોતાના કૃત્યોની સમ્યક્ પ્રકારે આલોચના કરવાથી અને ગુરૂના કહ્યા પ્રમાણે તીવ્ર તપસ્યા અંગિકાર કરવાથી મોક્ષગતિને પામ્યા. તેવીજ રીતે સર્વ મનુષ્યોએ પોતાનાં પાપ કર્મો નીસમ્યક્ પ્રકારે આલોચના કરવી, અને દુસ્તપ તપ તપી તે તે કર્મોથી શુદ્ધ થવા પ્રયત્ન કરવો.

સમાપ્ત.

# અગાઉથી આશ્રય આપનાર ગ્રાહકોનાં નામ.

| અમદાવાદ. | | ઠેકાણું. |
|---|---|---|
| ૩૦ | સા. મહાસુખરામ સાંકળચંદ. | કોકાભટની પોળ. |
| ૨૧ | સા. સાંકળચંદ મોતીચંદ. | સારંગપુર. |
| ૧૫ | સા. તરભોવનદાસ સવચંદ. | દાણાપીઠ. |
| ૧૧ | શેઠ. જેશંગભાઈ હઠીસંગ. | વાડીમાં. |
| ૧૦ | સા. નથુભાઈ લલુભાઈ. | રાયપર. |
| ૭ | સા. અમરતલાલ માહાસુખરામ. | લુણસાવાડે. |
| ૫ | સા. સાંકળચંદ તરભોવનદાસ. | ચંપોળ. |
| ૫ | પરીખ. લેહેરાભાઈ મેલીચંદ. | છીપાપોળ. |
| ૬ | લહીઆ. પ્રેહેલાદ મોહન. | સારંગપુર. |
| ૩ | સા. વાડીલાલ કાળીદાસ. | સરસપુર. |
| ૩ | સા. હીરાલાલ લખમીચંદ. | લુણસાવાડે. |
| ૨ | સા. પુંજાલાલ તરભોવન. | છીંપાપોળ. |
| ૨ | સા. હેમચંદ જેચંદ. | રતનપોળ. |
| ૧ | સા. હાથીભાઈ નહાલચંદ. | માધવપુરા. |
| ૧ | સા. ગગલભાઈ હરગોવન. | સારંગપર. |
| ૧ | સા. મણીલાલ હીરાચંદ. | લુણસાવડે. |
| ૧ | સા. મનસુખરામ કેશવજી. | માધવપુરા. |
| ૧ | સા. છોટાલાલ હરજીવન. | લુણસાવાડે. |
| ૧ | સા. પ્રેમચંદ પીતાંબર. | ગુસાપારેખની પોળ. |
| ૧ | સા. બાલાભાઈ લલુભાઈ. | રૂપાસુરચંદની પોળ. |
| ૧ | સા. છોટલાલ મગનલાલ | પંચભાઇની પોળ. |
| ૧ | સા. ભગુભાઈ હલસુખરામ. | લુણસાવાડે. |
| ૧ | સા. ફુલચંદ કરમચંદ. | મંગળપારેખને ખાંચે. |

૧ સા. તરભોવન ફતેચંદ. લુણસાવડે.
૧ સા. છગનલાલ ભગવાન. ધનાસુતારની પોળ.
૧ સા. કચરાભાઈ હરગોવન. પંચભાઇની પોળ.
૧ સા. ડાહ્યાભાઈ મયાચંદ. શાહાપુર.
૧ સા. શોભારામ નગીનદાસ. ફીકાભટની પોળ.
૧ સા. મોહનલાલ મુળચંદ. શાહાપુર.
૧ સા. ભોગીલાલ ખેમચંદ. લુણસાવાડે.
૧ સા. મણીલાલ પાનાચંદ. લુણસાવાડે.
૧ સા. સવઇભાઈ માણેકચંદ. ફીકાભટની પોળ.
૧ સા. બાલાભાઈ નથુભાઈ. હાજાપટેલની પોળ.
૧ સા. સાંકળચંદ મગનલાલ. શાહાપુર.
૧ સા. વાડીલાલ લલુભાઈ. સારંગપુર.

## શા. માણેકલાલ વરજીવનદાસ મારફત.

## વીસનગર.

૨૫ સા. ગોકળભાઈ મુળચંદ. ૨૫ સા. માહાસુખરામ ચુનીલાલ.
૧૦ મારફતીયા. રતીરામ તુલશીરામ. ૧૦ સા. જેઠાલાલ છગનલાલ.
૧૦ પટવા. વીરચંદ સાંકળચંદ. ૧૦ સા. પુંજારામ ગણેશરામ.
૧૦ સા. લલુભાઈ કેવળદાસ.

## અડાલજ.

૧ સા. ઇશ્વરદાસ હરચંદ.

## કલોલ.

૨૫ સેઠ. નાનાલાલ અમથાભાઈ.

## પાટણ.

૨૦૦ સા. લલુભાઈ હરગોવનદાસ.
૭૫. સા. હઠીસંગ પાનાચંદ.

## જાહેર ખબર.

સર્વે સદ્ગૃહસ્થોને વિનંતિ કરવામાં આવે છે કે આ ચોપડી જે ગૃહસ્થોને મંગાવવાની ખુશી હોય તેઓએ નીચેને શિરનામે પત્ર લખી મંગાવી લેવાની મેહેરબાની કરવી. પરદેશથી મંગાવનાર ગ્રાહકો પાસેથી ટપાલ ખર્ચ જૂદું લેવામાં આવશે. નોટપેડ પત્ર લેવામાં આવશે નહિ.

# પુષ્પચંદ્ર અને પુષ્પાવતી.

## અરાઢ પાપસ્થાનની વાર્તા.

### પ્રથમ ભાગ.

સર્વે સદ્ગૃહસ્થોને ખબર આપવામાં આવે છે કે ઉપરના નામનું પુસ્તક અમારા તરફથી થોડા વખતમાં છપાઈ બહાર પડશે. તે પુસ્તક એવું તો રસિક છે કે તેનું વધુ વિવેચન કરવું યોગ્ય નથી. પુસ્તક આશરે પૃષ્ટ ૧૬૦ નું થશે ને તે સારા કાગળ અને છાપથી છપાઈ બહાર પડનાર છે. તેની કિમ્મત ફક્ત ૧-૦-૦ રૂપિયો એક રાખી છે. ગ્રાહક થવાની ઈચ્છાવાળાએ નીચેને શિરનામે પત્ર વ્યવહાર રાખવો.

**શા. મોહોલાલ મલીચંદ સૂતરિયા.**
લુણસાવાડે, મોટી પોળમાં—**અમદાવાદ.**